# 8 બિરબલની યુક્તિ

લોકોમાં જાતજાતના વહેમો અને શુકન-અપશુકનની અનેક માન્યતાઓ જોવા મળે છે. આ પાઠમાં બાદશાહ અકબરનો વહેમ ચતુર બિરબલ દૂર કરે છે. તેની ચોટદાર રજૂઆત છે. દિલ્લીમાં અકબર બાદશાહ રાજ્ય કરતા હતા ત્યારે એમના દરબારમાં બિરબલ ચતુર વજીર હતા. બાદશાહ એમને જાતજાતના કોયડા પૂછતા હતા અને બિરબલ એ કોયડા ઉકેલી આપતા હતા. બિરબલની ચતુરાઈની ઘણી વાતો છે. એમાંની એક વાત અહીં આપી છે.

---

એક દિવસ બાદશાહે સવારમાં ઊઠી મહેલના ઝરૂખાની નીચે નજર કરી જોયું તો એક નોકર ઝાડુથી ચોગાન વાળી રહ્યો છે. બાદશાહને જોઈ એણે ઝાડુ ઊંચુ કરી પોતાનું મોં ઢાંકી દીધું, પણ બાદશાહના મનમાં થયું કે સવારના પહોરમાં આ માણસનું મોં જોયું તેથી મારો દહાડો બગડવાનો.

વહેમનું ઓસડ નથી. દાતણપાણી કરી બાદશાહ શિરામણમાં કોળિયો હાથમાં લે છે ત્યાં તો સેનાપતિઓએ આવીને સમાચાર આપ્યા, ‘‘બાદશાહ સલામત ! આપણા રાજ્ય ઉપર બુંદેલખંડનો રાજા લશ્કર લઈ ચડી આવ્યો છે.’’ કોળિયો કોળિયાને ઠેકાણે રહ્યો. બાદશાહ હાથ ધોઈને ઊભા થઈ ગયા અને બોલ્યા, ‘‘સેના તૈયાર કરો. હું જાતે જ લડાઈમાં તમારી સાથે આવું છું. આજે સવારમાં જ એક કાળમુખાનું મોઢું જોયું છે, એટલે મારો દહાડો બગડવાનો.’’

બાદશાહ જાતે જ લશ્કરને લઈ રણમેદાન તરફ આવે છે. એવા સમાચાર મળતાં જ બુંદેલખંડનો રાજા અર્ધે રસ્તેથી પાછો ફરી ગયો. બાદશાહ પાછા ફર્યા અને ફરી જમવા બેઠા. એમને ભૂખ તો કકડીને લાગી હતી, પણ એ પાટલા પર બેઠા ન બેઠા ત્યાં તો બેગમે હાંફળાંફાંફળાં આવીને કહ્યું, ‘‘મારી ભાઈને સાપ કરડ્યો છે, એને સાપ ઉતારનારને ઘેર લઈ જવાનો છે. ચાલો જલદી જઈએ.’’

પાટલા ઉપરથી બાદશાહ ઊભા થઈ ગયા. જઈને જુએ છે તો સાળો મરી ગયો છે. એની મૈયતને કબ્રસ્તાનમાં દાટવા લઈ ગયા. એ બધું પાતવતાં સાંજ પડી. વળી પાછા ઘેર આવી બાદશાહ વાળુ કરવા બેઠા. પણ જેવો કોળિયો ભરવા જાય છે તેવામાં જ એક ગરોળી ટપ કરતી એના થાળમાં પડી. બાદશાહ બરાડી ઊઠ્યા, ‘‘કેવો કમનસીબ દિવસ છે ! આ થાળ ઉપાડી લો અને ઝટ બીજો થાળ લાવો.’’

થાળ આવ્યો અને રાજા ઊંચે શ્વાસે જમ્યા, જમતાં જમતાં એ લાલપીળા થઈ ગયા. એના મનમાં પેલો વહેમ રમ્યા કરતો હતો. એમણે હુકમ કર્યો, ‘‘જાઓ, પકડી લાવો પેલા અપશુકનિયાળને, આજ સવારમાં એનું મોઢું જોયું છે ત્યારથી આ કમનસીબી ઊભી થઈ છે. એને કેદમાં પૂરી દો અને સવારે એને ફાંસીએ ચડાવી દેજો.’’

સિપાઈઓએ પેલા બિચારા નોકરને પકડ્યો. રસ્તામાં એની પાછળ એની પત્ની, છોકરાં અને સગાંવહાલાં તથા નાતીલાં રોકકળ કરતાં ચાલતાં હતાં. વચમાં બિરબલનું ઘર આવ્યું. રોકકળનો અવાજ સાંભળી બિરબલ બહાર આવ્યા અને એમણે પૂછપરછ કરીને બધી હકીકત જાણી લીધી. એણે પેલા કમનસીબ માણસને બાજુએ બોલાવી કાનમાં ધીમેથી કંઈક કહ્યું. બિરબલની વાત સમજી લઈને ઝાડુવાળો સિપાઈઓ સાથે આગળ ચાલ્યો.

બીજી સવારે એને ફાંસી દેવા માટે માંચડા પર ચડાવવામાં આવ્યો. તે વેળાએ એને એની છેલ્લી ઇચ્છા શી છે તે પૂછવામાં આવ્યું. એ બોલ્યો, ''મારી છેલ્લા ઇચ્છા બાદશાહ સલામતનાં દર્શન કરવાની છે.''

એની છેલ્લી ઇચ્છા પૂરી કરવા એને બાદશાહ પાસે લઈ જવામાં આવ્યો. બિરબલ તે સમયે બાદશાહની પાસે જ ઊભા હતા. બાદશાહે કહ્યું, ''અલ્યા, તારું અપશુકનિયાળ મોં મેં ગઈ કાલે સવારે જોયું એટલે મારો આખો દિવસ બગડ્યો. મારે આખો દહાડો ભૂખ્યા રહેવું પડ્યું. એટલે જ તને ફાંસીની સજા કરી છે.''



નોકરે કહ્યું, ‘‘આપે કરેલી સજા માટે તો મારે કશું જ કહેવાનું નથી પણ ગઈ કાલે સવારે જેમ આપે મારું મોઢું જોયું હતું તેમ મેં આપનું મોઢું જોયું હતું. તેથી મારે તો કેદખાને પડવાનું થયું અને આજે ફાંસીએ ચડવાનું થયું. તો આપ જ ન્યાય કરો કે આપણાં બેમાં વધારે અપશુકનિયાળ કોણ ? અને જો ન્યાયાધીશ મને ફાંસીની સજા કરશે તો આપને એ કઈ સજા કરશે ?’’

વાત સાંભળીને બાદશાહ વિચારમાં પડી ગયા. બાજુમાં ઊભેલા બિરબલ મરકમરક હસવા લાગ્યા. એ જોઈને બાદશાહ બોલ્યા, ‘‘બિરબલ, આને આ જવાબ શીખવનાર તારા સિવાય બીજો કોઈ ન હોય. એની વાત સાચી છે. શુકન-અપશુકનનો ખોટો વહેમ રાખીને એ બિચારાને હું અન્યાય કરી બેસત. જે થયું તે સારું થયું. એને છોડી દો અને સરપાવ આપી માનભેર ઘેર પહોંચાડી દો.’’

## શબ્દસમજૂતી

**યુક્તિ** - કરામત, ઉપાય **કોયડો** - ઝટ ઉકલી ન શકે તેવો પ્રશ્ન **ચતુરાઈ** - ચાલાકી, હોશિયારી **ઝરૂખો** - છજું **વહેમનું ઓસડ ન હોવું** - વહેમનો ઉપાય ન હોવો **શિરામણ** - સવારનો નાસ્તો **કાળમુખું** - (અહીં) જેનું મુખ જોવાથી અપશુકન થાય તેવું **હાંફળુંફાફળું** - ગભરાયેલું, બેબાકળું **મૈયત** - મુસ્લિમ વ્યવસ્થા મુજબ ખાટમાં શબ ગોઠવેલું હોય તે **વાળુ** - રાત્રિભોજન **કમનસીબ** - કમભાગી **અપશુકનિયાળ** - જેના શુકન ખરાબ ગણાતા હોય તેવું **નાતીલું** - નાતનો માણસ **સરપાવ** - ઈનામ; શાબાશી બદલ આપવામાં આવતો પોશાક.

## રૂઢિપ્રયોગ

**નજર કરવી** - લક્ષ આપવું, જોઈ લેવું **દહાડો બગડવો** - ન ધાર્યું હોય તેવું થવું **બરાડી ઊઠવું** - મોટેથી બૂમ પાડવી **ઊંચે શ્વાસે** - ઉતાવળે **લાલપીળા થઈ જવું** - ખૂબ ગુસ્સે થવું **કાનમાં કંઈક કહેવું** - કંઈક ગુપ્ત વાત કરવી.

## ભાષાસજ્જતા

**નીચેની સંજ્ઞાઓ વાંચો :**

**દૂધ, ઘઉં, ઘી, ચોખા, તાંબુ**

આ બધી સંજ્ઞાઓ પ્રવાહી, ખનીજ, અનાજ વગેરે દ્રવ્યો માટે વપરાય છે. આથી તે દ્રવ્યવાચક સંજ્ઞા કહેવાય.

આવી બીજી દ્રવ્યવાચક સંજ્ઞાઓ પાઠ્યપુસ્તકમાંથી શોધીને લખો.

**નીચેની સંજ્ઞાઓ વાંચો :**

**ટોળું, સભા, સરઘસ, સૈન્ય, ઝૂમખું**

આ બધી સંજ્ઞાઓ અમુક એક સમૂહ માટે વપરાય છે. તેથી તે સમૂહવાચક સંજ્ઞા કહેવાય. એ સંજ્ઞા જે સમૂહ દર્શાવે છે તેમાંથી કોઈ એક વ્યક્તિ કે પદાર્થને એ શબ્દ લાગુ પડતો નથી પરંતુ સમગ્ર સમૂહ માટે જ વપરાય છે એ ધ્યાનમાં રાખવું. ઉપર દર્શાવેલી સમૂહવાચક સંજ્ઞાઓને વાક્યમાં વાપરો.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) વહેલી સવારે બાદશાહે ઝરૂખાની નીચે શું જોયું ? ☐

(ક) નોકર ચોગાનમાં ઊભો હતો. (ખ) નોકર ચોગાનમાંથી ઝાડુ લેતો હતો.

(ગ) નોકર ઝાડુથી ચોગાન વાળતો હતો.

(ઘ) નોકર ઝાડુ ઊંચું કરી બાદશાહ સામે જોતો હતો.

(2) રાજ્ય પર કયા રાજાએ ચડાઈ કરી ? ☐

(ક) બુંદેલખંડના (ખ) ઝારખંડના (ગ) ઉત્તરખંડના (ઘ) પુષ્પખંડના

(3) નોકરને જવાબ શીખવનાર કોણ હતું ? ☐

(ક) અકબર (બ) બિરબલ (ક) બેગમ (ડ) ફાંસીગર

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) બુંદેલખંડનો રાજા પરત કેમ ફર્યો ?

(2) શિરામણ સમયે સેનાપતિએ શા સમાચાર આપ્યા ?

(3) બેગમે બાદશાહને શા સમાચાર આપ્યા ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) બાદશાહને પોતાનો દહાડો બગડશે એવું કેમ લાગ્યું ?

(2) સાંજે જમતી વખતે રાજા કેમ ગુસ્સે થયા ?

(3) રાજાનાં દર્શન કરતી વખતે ઝાડુવાળાએ શું કહ્યું ?

(4) અંતે રાજાએ પોતાનો ખોટો વહેમ શું કહીને દૂર કર્યો ?

**2. તમે જીવનમાં અનુભવેલા કે જોયેલા ચાતુર્ય પ્રસંગ વિશે આઠ-દસ વાક્યો લખો.**

**3. નીચેના શબ્દસમૂહો માટે એક શબ્દ આપો :**

(1) સવારનો નાસ્તો

(2) ઝટપટ ઉકેલી ન શકે તેવો પ્રશ્ન

(3) કાળના જેવા મોં વાળું

(4) મુસ્લિમ ધર્મ મુજબ ખાટમાં શબ ગોઠવેલું હોય તે

(5) શાબાશી બદલ અપાતો પોશાક

**4. બાદશાહ દ્વારા બોલાયેલાં ગમે તે ચાર વાક્યો પાઠમાંથી શોધીને લખો.**

**5. નીચેના મુદ્દાઓ પરથી વાર્તા લખો :**

એક નાનું ગામ - યુવાનો ભણેલા - વૃદ્ધો વ્યવહારકુશળ - ગામમાંથી જાન જવી - જાનમાં વૃદ્ધોને ન લઈ જવા - જાનમાં માત્ર યુવાનો જ - કન્યાપક્ષની શરત - જવાબ આપો તો જ કન્યા પધરાવીએ - 'ગામનું તળાવ ઘીથી ભરી આપો' - યુવાનોની ચિંતા - સંતાઈને આવેલા વૃદ્ધનો જવાબ - 'પહેલાં તળાવ ખાલી તો કરી આપો' - કન્યા પક્ષનું કહેવું, જાનમાં એક વૃદ્ધ જરૂર આવ્યા હશે.

**6. નીચેના ફકરામાંથી યોગ્ય વિરામચિહ્નો મૂકો :**

થાળ આવ્યો અને રાજા ઊંચે શ્વાસે જમ્યા જમતાં જમતાં એ લાલપીળા થઈ ગયા એના મનમાં પેલો વહેમ રમ્યા કરતો હતો એમણે હુકમ કર્યો જાઓ પકડી લાવો પેલા અપશુકનિયાળને આજ સવારમાં એનું મોઢું જોયું છે ત્યારથી આ કમનસીબી ઊભી થઈ છે એને કેદમાં પૂરી દો અને સવારે એને ફાંસીએ ચડાવી દેજો

## પ્રવૃત્તિઓ

- અકબર-બિરબલની અન્ય બીજી વાર્તાઓ મેળવી વર્ગમાં કે પ્રાર્થનાસભામાં રજૂ કરો.
- તમારા માતા-પિતા કે વડીલો પાસેથી ચતુરાઈભરી કથાઓ સાંભળો.